# .......મુનાજાત..........

ઈલાહી જાલીમોની પકડ કર મજલુમોની તુજ
મદદ કર

જુલ્મની ઈન્તીહા થઈ ગઈ છે હોસ્પિટલો પણ
તબાહ થઈ ગઈ છે

દરેક આંખ જયાં અશકબારછે ઉજડી ગયા
એમના ઘરબારછે

મજલુમોની દાદ રસી જયાં થઈ શકે એવો એક
તારોજ દરબારછે

બેગુનાહો પર ખુબ જુલ્મ થઈ રહયો છે રાત દીન
શહીદ મજલુમ થઈ રહયો છે

તુજ હવે જાલીમોની પકડ કર દુર એમની
દાદાગીરીને અકડ કર

મજલુમોને ઈન્સાફ અંતા કર એમની મદદ સતત
અને સદા કર

દરેક માનવના જમીરને તુ બેદાર કરીદે એને
મજલુમોની સહાનુભુતીથી ભરીદે

દુઆ સલામની તુ કબુલ કર દરેકની મુસીબતોને
તુ દુર કર

પુરા આલમને અમનથી ભરીદે ખુશીયોથી દરેકના
ચમનને ભરીદે

... સલામ લાજપુરી...

.....હુઝુરે અકરમ સલ્લલલાહુ અલયહી વસલલમની સીરતના અમુક પેહલુઓનું મનજુમ વર્ણન....

હુઝુરનું જયારે દુનિયામાં આગમન થયુ
જુલમત ને તારીકી નું સમાપન થયુ

આપ ખુદાની માનવતા માટે અનમોલ ભેટ હતા
આપના થકીજ મટી શકયા મનભેદ હતા

આપમાં બાળપણથીજ સારા ગુણો હતા આપના
અખલાક બધા માટે નમુનો હતા

આપ કદી ના કોઈ સાથે લડતા હતા લોકો
આપની વાત પર કાન ધરતા હતા

ઓળખાતા લકબે સાદીકુલ અમીન હતા ખુદાઈ
લકબે રહમતુલ લીલઆલમીન હતા

સ્વભાવે ખુબજ દયાળુ હતા દીલના નરમ અને
માયાળુ હતા

કરતા દરેક મજબુરની મદદ હતા કરતા આ કાર્ય
સદા અને સતત હતા

દરેક મજબુરના સાચા હમદર્દ હતા દરેકના
દુખના સાથી અને દર્દમંદ હતા

કરતા મહેમાનોનું દીલથી સ્વાગત હતા ના રાખતા
કોઈથી દુશ્મની કે અદાવત હતા

યતીમ બેવા જે પણ બેસહારા હતા આપ એમના
મજબુત સહારા હતા

કરતા દરેક વ્યકિત આપને વ્હાલ હતા આપ
રાખતા દરેકનો ખુબ ખયાલ હતા

***આપનું પુરુ જીવન બેદાગ અને પાક હતુ કરતુ***
***આપનુ વ્યક્તિત્વ લોકોના દીલો પર રાજ હતુ***

***23 વર્ષમા આપે દીલની દુનિયા બદલી નાંખી ટુંક***
***સમયમાંજ આખા જગતની કાયા પલટી નાંખી***

***છે સલામ ખુશ કિસ્મત કે એ સાહીબે ઈમાનછે***
***એ ફઝલે ખુદાવંદીછે એમાં એનો કયાં કમાલ છે***

***સલામ લાજપુરી...***
***3***

3 .મદીના શરીફ.

છે જે શહેર મુસ્લિમોના દીલમા વસેલુ નામ એ
શહેરનું મદીનાછે

થયું જયાં કુરઆન નાઝીલ નામ એ શહેરનું

મદીનાછે

છે જયાં રીયાઝુલ જન્નત નામ એ શહેરનું
મદીનાછે

છે જયાં રસુલેપાકનો રવઝહ મુબારક નામ એ
શહેરનું મદીનાછે

હોયછે જે શહેરમાં મોમીનને દફનની ચાહત નામ
એ શહેરનું મદીનાછે

છે જયાં રસુલે પાકની આરામગાહ નામ એ
શહેરનું મદીનાછે

નાબીના પણ કરેછે જયાં હાજરીની તમન્ના નામ
એ શહેરનું મદીનાછે

કરેછે જે શહેરની નુરાની મખલુક હીફાઝત નામ

એ શહેરનું મદીનાછે

જયાંથી ઈસ્લામ વિશ્વના ચારેકોર ફેલાયો નામ
એ શહેરનું મદીનાછે

હતી ઉમરની જયાં મોતની ખાહીશ નામ એ
શહેરનું મદીનાછે

છે જયાં સલામની હાજરીની દેરીના તમન્ના નામ
એ શહેરનું મુબારક શહરનુ મદીનાછે

આકાનો એક પવિત્ર લકબ પણ સરકારે મદીનાછે

.... સલામ લાજપુરી...

***4***

4 .માં.

માં વીશે શું લખુ શબ્દ જડતા નથી ડિક્શનરી

ખોલી બેઠોછું છતા શબ્દ મળતા નથી

દરેક માં ને વ્હાલુ હોય એનુ સંતાનછે માટેજ
ખુદથી પણ વધારે રાખે એનું ધ્યાન છે

માં માટે એટલુજ લખીશ કે માં બસ માં છે એની
જાન અટકેલી હોય બચ્ચાઓમા છે

છોકરાઓ ગમે એટલા દુર વસેછે માં ના
તો.સલામ.એ કાયમ હૈયામા વસે છે

માં રાખતી હોય સંતાન નુ ધ્યાન રાત દીનછે કરતી
હોય એ આ કાર્ય વીકના સાત દીનછે

......સલામ લા4પુરી......

5

સુખ દુખ

સુખ દુઃખ તો આવ્યાજ કરે જીવનમાં આવુતો
ચાલ્યાજ કરે

હિમ્મત થી સફર સરળતાથી કટેછે રસ્તામાં
કાંકરાને પત્થર તો મળ્યાજ કરે

મંઝીલ પર સદા નજર રાખો રુકાવટો તો
આવ્યાજ કરે

જયાં લાલચી લોકો વસે છે ત્યાં ધુતારા ફાવ્યાજ
કરે

દરેક કામ નીખાલસતાથી કરતા રહો
લોકો તો આંગળીઓ ચીંધ્યાજ કરે

પોતે પોતાના મકસદમાં મક્કમ રહો હડકાયા
કુતરાઓ તો ભસ્યાજ કરે

સલામ જીવન માલીકની અમુલ્ય ભેટ છે ચાલો એને સારા કાર્યમા ખર્ચ કરયાજ કરે

... સલામ લાજપુરી...

6
કોને ખબર

કાલે શું થશે કોને ખબર છે જીવન ટુંકુને મુખ્તસર

છે જીંદગી ખુદાની અમુલ્ય ભેટ કર હસી ખુશી એને બસર

રાખ પોતાના કામથી કામ છોડ પારકી પંચાત એ બશર

બચ સદા ફુજુલ ખર્ચીથી કર જીવનમાં શામીલ

કરકસર

કરે જો કોઈ શરારત કે બુરાઈ કર દીલથી એને
દરગુજર

દીલમા પૈદા કર ખુદાનો ડર અને ના છોડ કદી
એનો દર

મળે જ્યારે પણ કોઈ નેઅમત કર એના ઉપર
ખુદાનો શુકર

છે ઘર ખુદાની અનમોલ નેઅમત પુછ એની કદર
જે રહેછે ફુટપાથ પર

હર દમ વર્ષેછે એની નેઅમત તુજપર ના લાવ
કદી કોઈ શીકાયત જબાન પર

***આવે જો કોઈ વાત પેશ મીજાજ ના વિરુદ્ધ***

પકડી રાખ મજબુતીથી દામને સબર

ખુદાએ આપીછે જે ઈમાનની દોલત કર એના
પર શુક્ર હર શામો સહર

આ નેઅમત મળેછે ભાગ્યવાનને જ માટે કર
દીલથી એની ખુબ કદર

જે સાહીબે ઈમાન છે દુનિયાથી ચાલ્યા ગયા
ખુદા કરે એમની કબ્રોને નુરથી મુનવ્વર

માં બાપને કર સદા મહબ્બત અને પ્રેમ કર
એમની ખીદમત ને એમનો ખુબ આદર

એ લોકોછે ઘણાંજ નસીબવંત જીવીત છે
જેમના ફાધર મધર

પુછ એ લોકોને માતા પિતાની કદર નથી હવે જેને

# આ નેઅમત મયસ્સર

છે એ લોકોને સલામના સો-સો સલામ કરેછે જે
માં બાપની દીલથી કદર

છે ગામ મારૂ ખુબ રૂપાળુ ના લાગે એને કોઈની
નજર

આવેછે ખુબ ઠંડી ઠંડી હવા લેહલહાયછે જયારે
સજર

હશે જો કિસ્મતમાં લખેલુ થશે ગામનો ફરી એક
સફર

થઈ ગઈ રચના સલામ ખુબ લાંબી તુ કર ખતમ
હવે કલમનો સફર

... સલામ લાજપુરી...

7

## ...આજના યુગ ની સચ્ચાઈ...

સાહેબ આજનો આ અજબ યુગછે કોઈને ખુશ
જોય બીજાને થાય દુખછે

પહેલાના લોકો ખવડાવી ખુશ થતા હતા ખાનાર
પણ બે સારી વાતો કહી જતા હતા

આજે તો લોકો ખાઈને પણ ટીકા કરેછે અને વાર
દીલ પર સીધે સીધા કરેછે

જેને આપણા સમજો એ આપણા હોતા નથી
શાંતીથી વિચારશો શબ્દો મારા તદ્દન ખોટા નથી

જ્યાં જુવો ત્યાં બસ મુનાફીકત ભરેલી છે શરમો
હયા પણ હવે ક્યાં બચેલી છે

સામસામે તો પોતીકા હોવાનો દેખાવ કરેછે
આજનો માણસ એક્ટિંગ તો જોરદાર કરેછે

બધાજ સંબંધો લગભગ મતલબી થઈ ગયાછે
આપણાજ ઘરમાં આપણે અજનબી થઈ ગયાછે

કોના પર ભરોસો મુકવો સમજાતુ નથી બતાવો
આજે કોણ વખત આવ્યે બદલાતુ નથી

આજે વફાને બદલે જફા મળેછે લોકો અમસ્તેજ
ખફા મળેછે

ભલાઈ કરો તો બદલામાં બુરાઈ મળછે અને
સચ્ચાઈ ના બદલામાં લુચ્ચાઈ મળેછે

ભલાઈનો રહયો સલામ હવે જમાનો નથી કંઈ
પણ કરો કોઈ આપણો થવાનો નથી

... સલામ લાજપુરી...

8

# .મોંઘવારી.

થઈ ગઈ છે મોંઘવારી એટલીકે સહાતી નથી
ખબર નથી કેમ એ હુકુમતને દેખાતી નથી

ચીક્ન અને મટનની ક્યાં વાત કરુછું ગરીબથી
દાલ રોટી પણ ખવાતી નથી

નેતાજીને ઈલેક્શન વખતેજ વોટરની યાદ
આવેછે બાકીના ટાઈમે તો એમની શકલ પણ
દેખાતી નથી

નેતાજીના છોક્રરાઓ મોંઘી કારોમા ફરેછે
ગરીબથી સામાન્ય સ્કુલની ફીસ પણ ભરાતી
નથી

નેતાજીની ઈન્કમ સાલ દર સાલ વધતીજ
જાયછે મંદીની માર એમના વ્યવસાયમાં દેખાતી
નથી

છતા પણ વોટર એનેજ વોટ આપેછે જેને
એમની ચિંતા જરાયે જણાતી નથી

દેશમા સલામ દીન બદીન ભુખમરી વધી રહી છે
નજીકના સમયમા દેશની હાલત સુધરે દેખાતી
નથી

દેશમા ગરીબોની સંખ્યા ઘણી વધારે છે અહીંયા
કંઈ બધા અડાણી અંબાણી નથી

થઈ ગઈ છે મોંઘવારી એટલીકે સહાતી નથી
ખબર નથી કેમ એ હુકુમતને દેખાતી નથી

... સલામ લાજપુરી...

9

...કોઈનુ બુરૂ ના કરશો....

કોઈનું ભલુ ના કરી શકો તો બુરૂ પણ કરતા નઈ

કેમકે બુરાઈનો બદલો બુરાઈછે અચુક વીચારશો
પછી રડતા નઈ

કોઈનુ ભલુ કરી શકો તો જરૂરથી કરશો ભલાઈ
ના કામથી કદી બચતા નઈ

હક માટે સદા અવાજ બુલંદ કરશો સીવા
અલ્લાહના કોઈથી ડરતા નઈ

ઈજ્જત જીલ્લત અલ્લાહજ આપેછે માટે
ઈન્સાન પાસે ઈજ્જત શોધતા નઈ

દરેક હકદારને એનો હક આપી દેશો કદી કોઈનો
પણ હક મારતા નઈ

કબૂ નેક આમાલથીજ રોશન થશે આ વાત
બીલ્કુલ ભુલતા નઈ

ચાહે દોસ્ત બીરાદર કોઈ પણ હોય નાહક કદી
કોઈની તરફેણ કરતા નઈ

જે આજે દોસ્તછે કાલે દુશ્મન થઈ શકેછે માટે
કોઈને કદી રાજની વાતો કહેતા નઈ

દરેક વસ્તુમા સલામ એઅતેદાલ ઈખતીયાર
કરશો કોઈ પણ કામમા હદથી આગળ વધતા
નઈ

... સલામ લાજપુરી...

# 10

## ... ધૂમ્રપાન...

ધુમ્રપાનની ટેવ સારી નથી એને જલ્દીથી છોડી દેશો

દોસ્ત બીરાદર કોઈ પીતુ હોય તો પ્યાર મહબ્બતથી રોકી દેશો

જો કરતા રહેશો ધુમ્રપાનનુ સેવન તો ખુદા નખાસ્તા ખુદને બીમારીમા જોકી દેશો

ખુન પસીનાથી થી કમાયેલુ ધન શા માટે શોખ ખાતર ફુંકી દેશો

પહોંચશે એનો ધુમાડો શિશુઓને તમે એમને પણ બીમારીમાં મુકી દેશો

કરશો જો સલામની નસીહતનુ પાલન છે ખુદાથી
કવી ઉમ્મીદ કે સુખી થશો

જો આ બુરી આદતને વળગી રહયા તો પછી
અલ્લાહ ના કરે દુખી થશો

....સલામ લાજપુરી...

11
........સાચું ખોટું...

જમાનો કેટલો બદલાઈ ગયો હવે જુઠને આંચ
આવતી નથી

જે સાચુ બોલેછે સલામ દુનિયા એની વાત
માનતી નથી

જે ખોટી રીતે માલો મિલ્કત બનાવેછે યાદ

રાખશો એના દીલને મળતી શાંતી નથી

આજની અવલાદ થઈ ગઈ નાફરમાનછે માતા
પિતાની એ વાત માનતી નથી

અદબ લીહાજને તે ભુલી છે વડીલોનું જરાય
માન રાખતી નથી

તાલીમ હાસીલ કરવામાં પાછળછે એ તરફ જુવે
તેવુ ધ્યાન આપતી નથી

... સલામ લાજપુરી...